# ગરબાવળી.



ગરબે શોખીન સજ્જનોને વાસ્તે

કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈની

બનાવેલી.



અમદાવાદ

માણેકચોક આગળ કાગદીઓળની સામે

શા૦ હીરાભાઈ પુંજાસાના મકાનમાં

"અમદાવાદ ટાઈમ્સ પ્રેસ"માં

કાળીદાસ સાંકળચંદે છાપી પ્રસિદ્ધ કરી.

સંવત ૧૯૪૦. સન ૧૮૮૪.

કિંમત ૦-૧-૦

એવું કહીએ ન આચરીએ બેહેન. લાજ૦ ૭
જે સપુત છે સારી છોડી,
મા બાપની લાજ વધારે બેહેન; લાજ૦ ૮
બણિ લોક તણું સારું કરશે;
જાતિને એમ સુધારો બેહેન; લાજ૦ ૯
જે સંપ સગાથી તોડે ઈ,
તે કોઈ વખત હાથ ઘસે છે બેહેન; લાજ૦ ૧૦
જે સહુનું સારૂં ઈચ્છે છે,
તેના દલમાં દેવ વસે છે બેહેન; લાજ૦ ૧૧



## સજનીને શીખામણની ગરબી. ૫

"રૂડું ન કહીએજીરે" એ રાગણી.

શાંભળ બેહેન શિખામણ સારી, તે છે સાતર તારીજીરે;
સુખ સંપતિ સત કીરતિ સૌવિશ, માનીશ વાત અમારી;
સુણજે સજનીજીરે. ૧
સજ સઘળાથી પેહેલાં જાગો, પ્રીત સહીત પ્રભાતેજીરે;
આળસને તો મેલો અળગી, વળગો ન રહો વાતે સુ૦ ૨
પ્રારથના પરમેશ્વરની કરી, ઘર ધંધામાં ધશિએજીરે;
જ્યાં સુણીએ ઉપદેશજ રૂડો, ત્યાં નહી વાસો વશએ સુ. ૩
જે નારી વઢકારી નઠારી, લડસે લાજ વિસારીજી;
તો તેમાંથી તુરતજ પાછાં, હઠીએ હિંમત હારી સુ૦ ૪
ચટકની ચંચળ ચાલે, ચૌટામાં નહી ચાલોજી;
આચરણ વિના સુવરણનો, ઠાઠ ન ઠશીએ ઠાલો. સુ. ૫
પેહેલી પાઠશાળા ભણીએ, ભણીએ ગણીએ ભાવેજીરે;
કરજની ખાણ ન ખણીએ, જે થકી નિંદ્રા ન આવે સુ૦ ૬
પાવકનો ભડકો જોઈને, જાણ કરીએ જાણીજીરે;
પાવકથી અદકું ખરચે, ઘર ખોવાની નીશાની. સુ૦ ૭

દિલમાં થઈ મગરૂર ન ડોલે, બોલ ન બોલે બળમાંજીરે;
માન ઘટે અભીમાન ધર્યાથી, ઘટે પ્રતિષ્ઠા જગમાં. સુ૦ ૮
નમ્રપણામાં અમરત સરખો, સ્વાદ વસે છે સારોજીરે;
મગરૂરીમાં રસ નથી મીઠો, ખાટો તામો ખારો. સુ૦ ૯
હરખ હમેશ હૈયામાં ધરીએ, કદાએ કલેશ ન કરીએજીરે;
માણસનું જીવતર છે થોડું, જરૂર ન જાણે જરાયે. સુ૦ ૧૦
સુધરેલી સુંદરીઓ સાથે, નામ ગણાએ જેનુંજીરે;
દલપતરામ કહે દુનિયામાં, ધન ધન જીવતર તેનું. સુ૦ ૧૧

---

## ઘેલી મુસાફરીની અરબી. ૫

"સખી સાંજના ચોર છપાયારે, લઈ બાગાણીયા" એ રાગની.

એક હતી મુસાફર ઘેલીરે, સુણો સાહેલીયો;
તેની આગળ એક તપેલીરે, સુણો સાહેલીયો. ૧
થઈ રાતની રાખી એંઠીરે, સુણો સાહેલીયો;
ઉઠી પરભાતે માંજવા બેઠીરે, સુણો સાહેલીયો. ૨
ઘણી રીતે ઘસી ઘસી થાકીરે, સુણો સાહેલીયો;
બહુ ડાઘા રહ્યા તોય બાકીરે, સુણો સાહેલીયો. ૩
પુરી રીસે તપેલી ઉપાડીરે, સુણો સાહેલીયો;
સામી ભીંતની સાથે પછાડીરે, સુણો સાહેલીયો. ૪
લેઈ પથરો તપેલીને કુટીરે, સુણો સાહેલીયો;
પડયાં કાંણાં તપેલી તો ફુટીરે, સુણો સાહેલીયો. ૫
થયા બપોર ભુખતો લાગીરે, સુણો સાહેલીયો;
પછી વાસણ માગવા લાગીરે, સુણો સાહેલીયો.
એને વાસણ ન આપે કોઈરે, સુણો સાહેલીયો;
પછી રાગ તાણી ઘણી રોઈરે, સુણો સાહેલીયો.
તોય થઈ ન તપેલી તો સાજીરે, સુણો સાહેલીયો;
હસે લોકને તે મરે લાજીરે, સુણો સાહેલીયો.

જેથી સ્વારથ આપણો જરાયેરે, સુણો સાહેલીયો;
તેના ઉપર ક્રોધ ના કરીએરે, સુણો સાહેલીયો. ૯
વાત ફુજતી ગાયની ખમીએરે, સુણો સાહેલીયો.
તેને તજીયેતો દુખ ક્યાંથી જમીયેરે,સુણો સાહેલીયો.૧૦
કોઈની સાથે ફુંકારે લડીએરે, સુણો સાહેલીયો;
એમાં આપણે હલકાં પડીએરે, સુણો સાહેલીયો. ૧૧
સાંખી ચાલે તે માણસ મોટુંરે, સુણો સાહેલીયો;
દિલે સાચું માનો નથી ખોટુંરે, સુણો સાહેલીયો. ૧૨

---

ફુલણજીની ગરબી. ૨

"વાલા તમારી જોઈને રહીછું વાટરે વાલાજી."

ફુલણજી તમે ફુલાઆ કેમ ફુલ્યારે ફુલણજી;
આ ઉપજ ખરચનો આટકો કેમ ભુલ્યા મારા ફુલણજી. ૧
કરજ કરીને વરા ભલા તમે કીધારે ફુલણજી;
આ ગરથ પરાયા ખરચીને જસ લીધા મારા ફુલણજી. ૨
ઘર વેચીને ઘી સાકર તો લીધારે ફુલણજી;
આ જમણ સરસ સામા વડીયાથી કીધા મારા ફુલણજી. ૩
પીતાંબર પેહેરીને પંગતમાં ફરીઆરે ફુલણજી;
આ મનમાં ફુલા કરી મુછે કર ધરીઆ મારા ફુલણજી. ૪
વળતો દિવસ થયો કે માગે નાણાંરે ફુલણજી;
આ નાણાનાં કાંઈ ન મળે ઠેકાણાં મારા ફુલણજી. ૫
આ ફુલણજી ઉપર અરજી થઈ ત્યાંથીરે ફુલણજી;
આ જપત થઈ મિલકત કાહાડી ઘરમાંથી મારા ફુલણજી. ૬
ફુલણજી તમને જેણે ફુલાવ્યારે ફુલણજી;
આ તેતો કોઈ મદદ કરવા ન આવ્યા મારા ફુલણજી. ૭
ફુલણજી તો કુવો ખાપવા ચાલ્યારે ફુલણજી;
આ ગરથ વિના તે આફીણ ન કોઈએ આલ્યાં મારા૦ ૮

જમની વચન વખાણ ભલા જે કરતારે ફુલણજી;
આ એ સઉ હાસ્ય કરે નીચા આચરતાં મારા ફુલણજી. ૯
આ અવસર તો અધીક વખાણી ચડાવ્યારે ફુલણજી;
પણ આ અવસરતો એવકુફ બનાવ્યા મારા ફુલણજી. ૧૦
પહેરચાં પટકુળને બાંધ્યા સંદરવારે ફુલણજી;
આ ઘર બાળીને ચાલ્યા તીરથ કરવા મારા ફુલણજી. ૧૧
ફુલણજીની રાંડ રૂવે મોહો વાળીરે ફુલણજી;
આ ફુલણજી સીધાવ્યા ટેકો ટાળી મારા ફુલણજી. ૧૨
ભોળાને નરથી શિખામણ દેશોરે ફુલણજી;
તે નીસાસાનું પાપ ઘણું શીર લેશો મારા ફુલણજી. ૧૩
દીલમાં દલપતની શિખામણ ધરજોરે ફુલણજી;
તો કરજ કરીને નાત વરા મત કરજો મારા ફુલણજી. ૧૪

---

## શિયળ વિષે ગરબી ૭.

શિયળ તણો મહીમા બહુ મોટો, મોટો નથી ખરોજીરે;
વેદ પુરાણ કુરાન કીતાબે, અધિક અધિક ઉચરચાછે સુણજો
સજનોજીરે. ૧
શિયળ વિના સદ્ગુણ સઘળાથી, જરી નહી સોભા લેજીરે;
પાઘડી પેહેરી પામરી ઓઢી, ન શોભે નાગોબાવો. સુ૦ ૨
હાંડી જમરૂખ તકતા માંડી, શોભાવ્યું ઘર સારૂંજીરે;
દીવા વીના અંધારા ઘરમાં, સૌ દેખે અંધારૂં. સુ૦ ૩
સરવે અંગે સાજુ તાજું, નાવ નવીન બનાવ્યુંજીરે;
પણ તેમાં એક છીદ્ર પડ્યું તો, તરી ન તેડું આવ્યુંજીરે. સુ૦
પરમેશ્વરનું બાંહ્યુ પકડે, શિયળ ન પાળે સાચુંજીરે;
કવાથ પીએ ને કરી ન પાળે, તો ઉંઆનું કાચું. સુ૦
પુન્ય દાન કે પ્રારથનાથી, જરી પાપ નહિ જાશેજીરે;
લાંબ શીપારશ લેશ ન ચાલે, પરમેશ્વરની પાસે. સુ૦

જે બાળપણથી ઘડપણમાં, ખાંપણ ઓછું મળશેજીરે;
ઘડપણ આપણને આવે, તો પણ તે નહિ ટળશે. સુ૦ ૭
શીયળ થકી સંપુરણ થાસે, પરમેશ્વરની પ્રીતાજીરે;
દલપતરામ કહે દુનિયામાં, સુખદાયક શુભ નીતી. સુ૦ ૮

---

## સ્ત્રીને ભણવા વિશે ગરબી. ૮

તમે ભણો ભલી ભાત બાઈ હિંદુવાણી.
રહો સુખી દીન રાત બાઈ હિંદુવાણી;
જેથી દુખ ખુટી જાય બાઈ હિંદુવાણી.
સ્થીર સારા બુદ્ધી થાય બાઈ હિંદુવાણી;
રાખો સંપ સગા માંહ બાઈ હિંદુવાણી,
નહી કલેશ કરો કાંઈ બાઈ હિંદુવાણી;
સુખ સતમાં સદાએ બાઈ હિંદુવાણી,
ગુણવંત એમ ગાય બાઈ હિંદુવાણી;
શીખો સારાં કામ કાજ બાઈ હિંદુવાણી,
વધે લોક માંહી લાજ બાઈ હિંદુવાણી;
લહો પીયરમાં પ્રીતી બાઈ હિંદુવાણી,
રહો સાસરે સુરીતી બાઈ હિંદુવાણી;
કોઈ કરે સારા બોધ બાઈ હિંદુવાણી,
સુણી કાઢીએ ન ક્રોધ બાઈ હિંદુવાણી;
ભજે અકલ અભેવ બાઈ હિંદુવાણી,
દલપત કેરા દેવ બાઈ હિંદુવાણી;

---

## સાત વારનાં વખાણ. ૯

ભજીએ ભાવે ભગવાનને,
તજીએ તુરછ સંગાથ;

સજીએ સામગ્રી સ્વરનની,
હજીએ આપણ છે હાથ, ભજીએ ભાવે૦ ૧
આદિત ઉગ્યો આકાશમાં,
કોઈજન કહેશે આઠ તારૂં
જુદા જરૂર ન જાણીએ,
મતલબ સુરજ સારૂં, ભજીએ ભાવે૦ ૨
સોમ સરીખા શીતળ બને,
કામ બધાંતા જે હોય;
સમજણ પામે જો શાસ્ત્રની.
કલેશ ન પામે હીન કોય, ભજીએ ભાવે૦ ૩
મંગળ ચાહે સઉ મનુષ્યનું,
આપણું મંગળ થાય;
નરસે નરશું ફળ પામીએ,
એવું સમજીએ સદાય. ભજીએ ભાવે૦ ૪
બુધ જન બુદ્ધી અની સુખથી,
કરી શુભ રીતી વિચાર;
પ્રીતી રાખે પરીક્ષામાં,
જે છે જગનો કરતાર, ભજીએ ભાવે૦ ૫
ગુરૂજન બીજે ગુણ આપતાં,
જરીએ કરીએ નહી શોક;
ધરીએ વિદ્યા નિત નિત નવી,
ફરીએ હરીએ નહી ફોક. ભજીએ ભાવે૦ ૬
શું કરવા લડીએ શોકથી,
ચડીએ પાધરી વાટ;
ઘડીએ દિવશે ન ઝઘડીએ,
ભડીએ વિદ્યાના ઘાટ. ભજીએ ભાવે૦ ૭
શનિશ્વર થઈએ હરી સ્મરણમાં,

તેવી શામીએ દેવ;
કઠણ સમે આવે કામમાં,
દલપતરામના દેવ, ભજીએ ભાવે. ૯

—

## ભુંડી બાયડી વિશે ગરબી. ૧૦

ભાઈયો જેની બાયડી ભુંડી રે, તેને પીડા અંતર ઊંડી;
લાજ તજીને લડાઈ કરે નિત, ભાળવા લોક ભરાય,
સારા મનુશના ઘરનું વગોણું, જોણું જગતને થાય. ભાઈ. ૧
જેમ બીલાડી ઊંદરને જુવે, એમ નાથ સામા કરી નેણ;
પગ થકી પ્રગટે માથા લગી, એવાં વાંકાં કાઢે વેણ. ભાઈ. ૨
ચાર ઘડી પેઠ વઢે ટળે, ત્યારે સુખ બંનેને થાય;
ઘડીએ આવીને ઘેર બેસે ત્યારે, શેર લોહી સુકાય. ભા૦ ૩
બોહોર ચડે દીન પોહોરાને ઉઠે, ચાંપે લડાઈનો ચાલ;
જો લડનાર કોઈ ન જડે તો, પડતાણે પોતાનાં બાળ. ભા૦ ૪
સ્નેહ કરી કહે સ્વામી સંઘાતે, બેશી ન બોલે વાત;
ધુમાડાની પેઠે ધુંધવાતી, રહે રોશ ભરી દીન રાત. ભા૦૫
પેટ થકી તો ઘણું જ પોતામાં, સમજણ જાણે સદાય;
દેવ થાકે તો મનુશના મુખની, શોભામણે શું થાય. ભા૦૬
પંડિત શાસ્ત્ર ભાગુલ પુરાણી, મોટી સભામાં મનાય;
માન તજી મુરખીના મોહોડાના, તેજ હુંકારા ખાય. ભા૦૭
જેને વીતી હોય તે નર જાણે, આણે બીજા અહંકાર;
ડાહાપણનો ભગવંત કહે, કોઈ ગરવ ન કરશો લગાર. ભા૦૮

---

## દુષ્ટ નર વિશે ગરબી. ૧૧

કહું નર દુષ્ટની કાણી રે, સુણો સહુ સ્નેહજ આણી;
મકુ વેહેલું કામ સુધરે કે, બગડે એ માણસ માનની રીત;
પોતે કરયું તેતો પાધરૂ જાણે, નારીને ગારે નીત. કહું૦ ૧

સાસુ નણંદ દેરાણી જેઠાણીના, સાચા જુઠા સુણી બોલ;
વાંક વિના વનીતાને તજે તો, તે નર ખરને તોલ. કડી ૧૦૨
કાગડું ઘેરનું ધુડ ફુરે જેમ, ગોરી સદા ગભરાય;
ધરના કરે સૌ રૂપ ધણીરો, તેથી જુદા નહી થાય. કડી ૧૦૩
સાસરીઆના સાથે લઢી કાઢે, રાંક ઉપર તે રીસ;
સારા માણસની શિક્ષા ન માને, જેને રૂઠયો જગદીશ. કડી ૧૦૪
માનનીનું અપમાન કરે નીત, ગાએ નઠારી ગાળ;
તુચ્છ ગણી તીરસ્કાર કરે તો, તે નરનું મોં બાળ. કડી ૧૦૫
સમજુનો ટોળો તુરત ઠગે, કોઈ ઘરડું આવી કહે ઘેર;
ઊંધું કહે કે આડું જુવે, તેનો પાર આવે શી પેર. કડી ૧૦૬
પોતે તો ખાય પીએ ઘણું સારૂં, ને વસ્ત્ર ધરે શુભ રીત;
નારીને આપે નિત્યે નઠારૂં, કહો કેમ પ્રગટે પ્રીત. કડી ૧૦૭
સ્વામી સાંભળને વાંક વિના, આવી કામનીને લઢે કોપ;
સારી રીતે સમાધાન કરે નહી, હીજડા જેવો હોય. કડી ૧૦૮
પીયરીઆં પટકુળ ન પુરે, તો સ્વામી કરે સંતાપ;
કહે ધનવંત એ કંથ સ્વરૂપે, પેલા જનમનું પાપ. કડી ૧૦૯

---

## સ્ત્રીઓને ઉદ્યમ કરવાની ગરબી. ૧૨

વખત આવ્યું છે હુનર નરેશનું;

ટેક.

કોઈ કાજ કરો રાજ ...
ધૂળવા ગઇ પરદેશી હાથે,
એ મોટી ભુલ તમો માથે;
તમે સંપ ન રાખ્યો કોઈ સાથે,
દેશી ગીત્રો રૂપ સરવ ટાળોર આપણા દેશનું.
આ વખત જુઓ તમે વિચારી,
નીરધન થયાં [illegible] નર નારી;
કાંઈ મુળ [illegible] બંધા ભારી,
[illegible] આપણા દેશનું.

તમે દીવશે સુખુ દુર ધરો,
દીલ ખોલી ખુબ વિચાર કરો;
હવે જાગ્રત થઈ કાંઈ જુગતી કરો.
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૩
તમે સગાં કુટમ્બમાં સંપ કરો,
વળી દેવાદાર ધનેજ ડરો;
તમે નિત્ય ઘટાડો નાત વરો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૪
ધન મળને વુ તજ ગરવ છાંડો,
તમે મોટાં કારજ નવ માંડો;
તમે પરણ્યા પેહેલાં શીદ રાંડો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૫
વિદ્યાનો સ્વાદ સદા ચાખો,
મન ઉદ્યોગમાં અહોનીશ રાખો;
શીદ ભાગ્ય લખ્યું થાશે ભાખો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૬
પડતર જમીન તે ખોડાવો,
ઉગશે જે નાણું પખ્ખત વાવો;
નિર ઉદ્યમી ઉદ્યમમાં લાવો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૭
અદાલત અરજી અજવાળો,
બુરવાઓને લાંચ ન સુંપાવો;
નાતીલા [illegible]

[illegible] નાણા નાપા,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૮
પરદેશી હુનર પ્રગટ હરો,
સંચાની [illegible] શીદ કરો;
[illegible] દીલ ધરો,

દેશી ભીઓ દુઃખ સરવ ટાળે.રે આપણા દેશનું. ૯

---

## મુવા પછવાડે ન રોવા વિશે ગરબી. ૧૨
### રાગ ધોળ.

વાલાની વાંસે રાગ તાણી નવ રોવું.
જેથી તેને જંપ ન ઉપજે, જીવમાં સમજી જોવુંરે;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવું.
ગોવીંદજીએ કહ્યું ગરૂડને, કુટે રડે જે કોઈ;
મરનારને માહા દુખ ઉપજે, ખરે નીસાસા રોઈ;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવું. ૧
લીંટ લાળ ને આંસુ ઝરે, તે જમ ચર પાય પરાણે,
રૌરવ માહા રૌરવનાં દુખથી, એ દુખ અદકુ જાણે;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવું. ૨
કોઈ છાતી કુટે શીર કુટે ચુંટે કેશજ હાથે;
એ સઘળી પરી પુરણ પિડા મરનારાને માથે;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવું. ૪
લોક વખાણે કે ન વખાણે તે સૌ સાંખી રહીએ;
જો હૈયામાં હેત વધે તો દુખ તેને શિદ દઈએ;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવું. ૫
શ્રુતી સ્મૃતી પુરાણ હોય તો, રડો કુટો ન વિચારો,
જીવતાં વેર વળી ન શકે તો મરતાને વળી મારો;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવું. ૫
કુટ્યા થકી જો કાંઈ દુખો તો, કુટો બેઈને પાણો;
શા માટે તમ કુટી શરીરમાં, રોગ ઉપાયી આણો;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવું.
એવી શોભા એથી અળગી, વળગી રહો માં બેહુ;
જેથી સુખ ઉપજે એ જીવને, પુંન્ય કરો કરો કાંઈ પ્રભુ;

વાલાની વાંસે રાગ તાણી નવ રેવુ. ૭
રેશો પણ તેને નવી જોશો, ઓશો આંખ તમારી;
દલપતરામ કહે શીલ સાધી, માનો શિક્ષા મારી;
વાલાની વાંસે રાગ તાણી નવી રેવુ. ૮

---

## શિયળનું ધોળ ૧૩.

( શિયળ એટલે વ્યભિચાર અથવા છીનાળુ ન કરવા વિષે.)
બહુચર ભલે આવીયાં એ રાગનું.

સુણો સમજુ સકળ નર નારિયો,
મોટો શિયળ ત ા મહીમાય, શિયળ પાળો સ્નેહથી;
જે કોઇ શિયળ સારી રીતે સાચવે;
સરવે સફળ મનોરથ થાય. શિયળ પા૦ ૧
સોના રૂપાની શોભા ન સમજીએ;
શોભા સરસ શિયળ શણગાર. શિયળ પા૦ ૨
જેવાં નકટાંને ભુસણ નાંખીયાં;
એવા શિયળ વિના નર નાર. શિયળ પા૦ ૩
વધે લાજ અધિક ઠીક લોકમાં;
પર લોકમાં મુક્તિ પમાય. શિયળ પા૦ ૪
સુખ સપતિ શિયળથી સેવિયે,
રીઝે જગ કરતા જગરાય. શિયળ પા૦ ૫
માટે શિયળ સરવ રીતે સાચવો;
તજો કામી હરામીના સંગ. શિયળ પા૦ ૬
જરીએ ડરીએ નહીં ઘરાણુના ડર થકી;
ભારે ડરીએ શિયળ થતે ભંગ. શિયળ પા૦ ૭
તજી લાજ બે અક્ષરો ન બોલીએ;
નહી જોઇએ મશ્કરી માંય. શિયળ પા૦ ૮
નીચી નજરે સરળ રીતે ચાલીએ;

હાંશી મશ્કરી કરીએ ન કાંઈ. શિયળ પા૦ ૯
ફાટી આંખે ફરે જે કોઈ ફાતડા,
તેનું ડાટોએ માટીમાં મુખ. શિયળ પા૦ ૧૦
તજવી તજવી સોબત નીત્ય તેહની;
જેને લજવી જનેતાની કુખ. શિયળ પા૦ ૧૧
ભણવું ગણવું તો તેહનું ધન્ય છે;
જેણે કુળને લગાડ્યો ન ડાઘ. શિયળ પા૦ ૧૨
ભણી ગણીને શિયળ ન સાચવે;
એના ભણતરમાં ઉઠી આગ. શિયળ પા૦ ૧૩
હઈયા ફુટા બોલે બોલ હાંશીએ;
હેવી હાંશીને નાશીએ દુર. શિયળ પા૦ ૧૪
શિક્ષા સુંદર દલપતરામની;
જાણી કામની શિખો જરૂર. શિયળ પા૦ ૧૫

---

**લગનમાં ફટાણાં ન ગાવા વિષે ગરબી. ૧૪**

બાળકામાં ખરમશી ફુલતો, મેઘાડમ્બર ગાજે. એ રાગનુ.
આવો સૈયરબાઈ બેનડી, ગાઈએ ગીત રૂપાળાં;
મંડપમાં મેલો દીવડો, ભલાં થાય અજવાળાં. ૧
આજ ઘડી આનંદની, આજ રજની રૂપાળી;
સોનાનો સુરજ ઉગીયો, આજ દિવશ દીવાળી. ૨
ગાઈએ ગીત ભલાં ભલાં, વેવણોને હરવાયે;
બોલ બેઅદબી ન બોલીએ, જેથી જાત લજવીએ. ૩
ગાળી નાળીના કળની. એતા ગાય નઠારૂં;
[illegible]
આપણ ઉત્તમ કુળનાં, નહી ગાઈએ નઠારૂં.
જાત ને ભાત તો જાણીએ, બોલ બોલે જે ઘડીએ;
બોલ નઠારૂં તો નાયકા, એમાં આધાં ન પડીએ. ૫
ઉત્તમ જાતની ઓરતો, ભુંડું ગાતાં લજવાશે;

મધ્યમ જાતની માનની, ગીતે મશ્કરી ગાશો. ૬
મશ્કરી પણ મરજાદની, આપણી એબ ન આશો;
જરૂર ફટાણાની હોય જો, કહુ એટલું ખાળો. ૭
વેવાણને કરો વાંદરી, ગાંઠ પુંછડું વાળો;
વૈરાગી કહીએ વેવાઈને, કાંધે કાંબળો કાળો. ૮
એથી અધીક વિવે આચરે, નીચી જાતમાં ભળવા,
બાપ ભાઈ બેઠા સાંભળે, જેવા વેશ્યાના ભડવા. ૯
ધીક પડ્યો અવતાર એ, શબ્દ શું કહીએ જાદા;
કામની નહી એનો કુંવરી, મરદ નહી એનો માદા. ૧૦
મારી શીખામણ ગાજો, જેથી રામજી રીઝે,
દસકત દલપતરામના, દીલમાં લખી લીજે. ૧૧

---

સંપ વિશે ગરબી. ૧૫

દેશમાં સંપ કરોરે સંપ કરો, હાંરે જો કોઈ સંપ તજીને
સુખ માગે, તેના સુતેલા શનરે જાગેરે;
દેશમાં સંપ કરોરે સંપ કરો. ૧
હાંરે તજી સંપ લડાલડી આવે, તેમાં તુરત ત્રીજાને ફાવે;
દેશમાં સંપ કરોરે સંપ કરો. ૨
હાંરે જો કોઈ વીઘા જમીન સારૂ લડતા, રાજા આઈનું
રેહ્યા હવે રડતારે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૩
હાંરે હજુએ હૈયે વિચારી નહિ જોશો, ખરેખાત છે હાથ
માં તે આશો રે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૪
હાંરે તમે ટંટા ઘરગના ટાળો, જો જો ચપાનો લાગે તે ધ
રમ પાળોરે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૫
હાંરે છળ દગા કપટ દો છોડી, આપના દેશની થઈ આ
બરૂ થોડીરે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૬
હાંરે કરી સંપ કાંઈ હુન્નર ઉઠાવો, દેશની જપાત હેલાવો

રે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૭
હાંરે કોઈનું સારૂ દેખીને શીદ દાઝો, તેને ખુડાડી મારવા
ન ખાઓરે, દેશમાં સંપ કરોર સંપ કરો. ૮
હાંરે માનો દલપતરામની વાણી, પક્ષપાત વીના સત પ્રમા
ણીરે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૯

---

### કેફ ન કરવા વિશે ગરબી. ૧૬

તજો તજો કેફ કરમ કરવું;
જેથી થાય મોત વના મરવું. તજો તજો કેફ૦ ૧
નથી એમાં સ્વાદ કશો સારો,
વિવેકની નજરેથી વિચારો;
દુખી થાસે કેફનો કરનારો. તજો તજો કેફ૦ ૨
પીએ જે જન મદીરા તાડી,
તેના કુળ દેશું દેખાડી;
ઊંચે પદથી દેશે પાડી. તજો તજો કેફ૦ ૩
અફીણથી કંઈક ગયા બુડી,
ગમાવી ગાંઠ થકી મુંડી;
મુવા દુખ દરીઆમાં બુડી. તજો તજો કેફ૦ ૪
મુરખને મુરખ મળે સંગી,
લીલાગર ભાંગ પીએ ભંગી;
અક્કલ હીણાં તે તડખંગી. તજો તજો કેફ૦ ૫
મફર કે માજમ જે ખાશે,
જરૂર અક્કલ તેની જાશે;
સારા સારા લોકમાં નિંદાશે. તજો તજો કેફ૦ ૬
પીએ કોઈ ગાંજો ગુણ જાણી,
ધુમાડા ખેંચે બળ આણી;
એનીતો અક્કલ વેચાણી. તજો તજો કેફ૦ ૭

વૈ સરવે રોગ કરે તનમાં,
એમ સાંભળ્યું વઈદો જનમાં;
મારા તમ માની લેજો મનમાં. તજો તમ કે૦ ૮
ન ખાશો પાક કદી પ્રીતે,
જેથી ચતુરાઈ ઘટે ચીતે;
રહેજો રૂડા માણસની રીત. તજો તમ કે૦ ૯
પ્રભુ થકી જો ડોલતાં ડરીએ,
કદી એવું કરમ નહી કરીએ;
શિખામણ સારી રૂદે ધરીએ. તજો તમ કે૦ ૧૦
બનાવી ગરબી ખૂબ સારી,
સુણી જે દેશો વીસારી;
તેના મુખ ઉપર પેંજારી. તજો તમ કે૦ ૧૧
વારે વારે શું કહીએ વારે,
સ્નેહ કરી કહુ છું તમ સારૂ;
માનો દલપત કહે કહ્યું મારૂં. તજો તમ કે૦ ૧૨

---

## ગરબી ૧૭.

### કેફીની સ્ત્રીને પસ્તાવો તે વિશે.

મા મુજને કેમ દીધીરે કેફી કંથને,
કાહાડી સોધ્યાં કીધાં જનમનાં વેરજો;
જન્મ સમે નવ આણ્યો મારા અંતને,
ગળથુથીમાં ઘોળી ન પાયું ઝેરજો. મા મુજને૦ ૧
છેરી નાખીરે બળતી આગમાં,
ઉગરવાનો નથી હવે ઉપાયજો;
ભોગવવું દુખ લખ્યું રે મારા ભાગ્યમાં,
રજની દહાડા રડતે વીતી જાયજો. મા મુજને૦ ૨

આવરદા મારી ગતી લાંબી થઇ,
તરાગ જહી જે તડકે તાડ્યો બાપજી;
કરમ તણી કાણીરે ક્યાં જાશે કહો,
છાંપ કુવાની કુવા વિશે સમાયજી. ગા૦ મુજને૦ ૩
શું કરવું જીવને આ સંસારમાં,
હાથે મરૂં તો આતમ હત્યા થાયજી;
સાત જન્મ પામુંરે શોક અપારમાં,
પાર ન આવે કરતે કોડ ઉપાયજી. ગા૦ મુજને૦ ૪
રમવું ને જમવું તો મુજને નવી ગમે,
માથે ઉગ્યાં દુખનાં મોટાં ઝાડજી;
એ દુખથી છોડાવે મુજને આ સમે,
મોટું માનું પરમેશ્વરનો પાડજી. ગા૦ મુજને૦ ૫
ફરી જન્મ ધરશુંરે ત્યાં સુખ પામશું,
આ અવસરતો એળે ગયો અવતારજી;
હૈયું કઠણ રાખીને હિંમત રાખશું,
આગે લખીઓ હવે આ ભરથારજી. ગા૦ મુજને૦ ૬
પાપ નથી કીધાં મેં આવડાં આ પળે,
પ્રગટી આવ્યાં પેલાં ભવનાં પાપજી;
લેખ લખ્યા હવે તે ટાળ્યા નવ ટળે,
કરમ કરે તે ન કરે માને બાપજી, ગા૦ મુજને૦ ૭
દીલમાં એમ સમજીને દુખ ન માનવું.
રાખું હઇઆમાં કેના ઉપર રોશજી;
ભવ પેલે કીધાં તે ભોગવી છુટવું,
દલપતના સ્વામીને ન દેવો દોશજી. ગા૦ મુજને૦ ૮

# ગરબી ૧૯

## કેફીના ઘરનો હેવાલ.

કેફી પીયર જેનો કંથડોરે, તેના પુરણ પાપ;
મનમાં ઉદાસી મટે નહી;
હારે તપે તનડામાં તાપ. કેફી૦ ૧
એવો દીસે અળખામણોરે, જાણે જીવનો ડમેલ;
આડા બોલા અફીણીઆ,
હારે એના ગાત્ર ગળેલ. કેફી૦ ૨
એક ટકાની નહી આબરૂરે, પીટા ચોટાનો ચોર;
દાહાડી દોરાએ દરબારમાં,
હારે પુઠ લોકોનો સોર. કેફી૦ ૩
અપોસીઓને ઘણો આબરુરે,
હાંતો ઊંધે કાં ગાય, રળવાની શકતી રહે નહી;
હારે રળ્યું રંડાનું ખાય. કેફી૦ ૪
બારથી આવે એ બાકળોરે;
હીણા દેખાય હાડ, બુણે હાળીને પડે ખાટલો;
હારે બઇરી છઇઆનો કાળ. કેફી૦ ૫
બાળકને ખાવા નહી બાજરીરે,
પીટા પ્રગટે ફફાંદ, છતે ધણીએ બને છાતડી;
હારે વેઠે રંડાપો રાંડ. કેફી૦ ૬
બાજ હીણા લજે નહીરે, જાણે તરણાથી તોલ;
તેવા અફીણના તોરમાં,
હારે બોલે જુઠેરા બોલ. કેફી૦ ૭
કોઇ કોઇ વખત થાય કેફ ફકીરે,
હૈયા ફુટા હેરાન, તોએ શીખ દલપતરામની;
હારે ધરી ધારે ન કાન. કેફી૦ ૮

—૦૦૦—

## ગરબી ૧૯

### સજ્જનોએ કેફ કરવાનો વિચાર ન રાખવો.

સજ્જન લોક વિચારી, સારી શીખામણ મન ધરીએજી;
જેમ તેમ મુખ બોલાએ, જેથી હીણ માંડી કરીએ.
કેફ ન કરીએજી૦ ૧
તાળી પાડી દાંત દેખાડી, કહુંછું હાહાડી હાહાડીજી;
મારૂં વેણ તમ માનોનો, તજજો દારૂ તાડી. કેફ૦ ૨
કેફ કર્યાથી ઘટશે ભાઈ, શીતમાંથી ચતુરાઈજી;
ધન ખરચી લેવી બુરાઈ, માટી એ મૂરખાઈ. કેફ૦ ૩
લાજ ઘટેને કાજ ન સુધરે, એમ ન વિચારે અંધોજી;
સાર નથી એમાં કાંઈ અંતે, ઘર ખોવાનો ધંધો. કેફ૦ ૪
વેદ પુરાણ કુરાન કીતાબ, જોજો હેત તપાસીજી;
એ લક્ષણ તજવાથી મળશે, સઘળેથી શાબાશી. કેફ૦ ૫
કાજી મુલ્લાનો મત એછે, મત છે અંધારૂનોજી;
હિંદુમાં ભોળવાથી, પણ દોશ ઘણો દારૂનો. કેફ૦ ૬
દારૂ સારૂ મારૂ તારૂ, ચોરચાનું ચિત પાશેજી;
કોઈક સમ સાંકડામાં આવી, જીવ તેમાંથી જાશે. કેફ૦ ૭
વસ્ત્ર તજીને લાજ વિનાના, ખરની રીતે રખડશોજી;
કહે દલપત કરમાં દીવો લઈ, કોઈ કુવામાં ન પડશો;
કેફ ન કરીએજી. ૮

---

## ગરબી ૨૦

### કેફના અવગુણ વિષે.

કુડી ચાલ કેફ તણા અવગુણરે કહું હું કેટલા,
નીરલજ નર છે કેફ તણા કરનારરે જગમાં જેટલા;
આ જગમાં જે નર કેફ કરે,

તેના તનમાં રોગ અનેક ફરે;
તેની નીરૂચે જગમાં લાજ નરે,
કુફી લોકો કેફ તણા અવગુણરે કહું હું કેટલા. ૧
તેના બાળક ભુખ જરીને રડશે,
તેને લેણાવાળા નીત નડશે;
પછી ગભરાઈને ખઈરીને લડશે,
કુફી લોકો કેફ તણા અવગુણરે કહું હું કેટલા. ૨
નીત્ય નવલી ફરીયાદો થાશે,
કપડાં હરરાજે વેચાશે;
કુફી સરકારે હેરાશે,
કુફી લોકો કેફ તણા અવગુણરે કહું હું કેટલા. ૩
બે ભાન થઈ ભુલો ભમશે,
નરસી જગ્યામાં જઈ રમશે;
અભીમાન તજી ગાળો ખમશે,
કુફી લોકો કેફ તણા અવગુણરે કહું હું કેટલા. ૪
તેને ઘર ધંધો નહી હાથ ચડે,
તેની બુદ્ધી ભમશે કેફ વડે;
તેને રસ્તો સીધો નહી જડે,
કુફી લોકો કેફ તણા અવગુણરે કહું હું કેટલા. ૫
એવો અકલહીણો કોણ હશે,
ધન ખરચીને દુખીયારો થશે;
કુણ મરવા સામુ પુર જશે,
કુફી લોકો કેફ તણા અવગુણરે કહું હું કેટલા. ૬
નથીરે એમાં સ્વાદ કશો,
કુફીથી ઉલટા હેરાન થશો;
વળી મરીને જમને હાથ જશો,
કુફી લોકો કેફ તણા અવગુણરે કહું હું કેટલા. ૭

તમ વીગતેથી વિચાર કરો,
વળી પરમેશ્વરથી ટેક ડરો;
દલપતની વીનતી દીલ ધરો;
કુડી લોકો કેફ તણા અવગુણરે કંહું હું કેટલા. ૮

---

## કળીકાળમાં કેફીને ચેતવણીની ગરબી. ૨૧

એક કારણ કહું છું કળીકાળનુંરે લોલ;
મોટા અધરમ વિકરાળનુંરે લોલ. ૧
જે કોઈ લંકાના વાશી મધુ પીતારે લોલ;
આજ થયા છે આવી જીવતારે લોલ. ૨
ઉપર વેશ તે ઊંચા વરણનારે લોલ;
આહાર કરે તે કુંભકરણનોરે લોલ. ૩
સારાં શાસ્ત્ર ભણીને ભુલા પડેરે લોલ;
રસ્તો છોડીને રનમાં ચડેરે લોલ. ૪
ઊંચો વરણ કરમ નીચુ કરેરે લોલ;
નામ શીવ શકતી તણુ ધરેરે લોલ. ૫
જેનો સ્પર્શ થએથી નાહાવું પડેરે લોલ;
કહેશે મધુ તે દેવીને ચડેરે લોલ. ૬
જેમાં માંસથી દોષ મોટો રહેરે લોલ;
તેનું પીવામાં પુન્ય છે કહેરે લોલ. ૭
એતો વેદના વેરી રાવણ વંશનારે લોલ;
કાંતો કુટંબી કેસો કંસનારે લોલ. ૮
બહુ જુગતી લાવે છે જુઠું બોલવેરે લોલ;
ભોળા લોકોને ઘણા ભોળવેરે લોલ. ૯
કહેશે એક પુરાણે વાત છે કહીરે લોલ;
મધુ પીવામાં પાપ છે નહીરે લોલ. ૧૦

જુઠા શ્લોક બનાવે મધુપાનનારે લોલ;
સમજાવે જીવ અગનાનનારે લોલ. ૧૧
જે કોઈ દુષ્ટ કરમ એવું આચરેરે લોલ;
માંત્રીક નામ તેહેનું ધરેરે લોલ. ૧૨
નીચ વસ્તુમાં નીચપણું જે હતુંરે લોલ;
તીરથ કરાવે નામ તેહનુંરે લોલ. ૧૩
ગ્રંથ વાંચે સભામાં શુધ ધરમનારે લોલ;
દીલમાં ભરેલું દુષ્ટ કરમનારે લોલ. ૧૪
તેમાં નામ ધરાવે દેવી બાળનુંરે લોલ;
કરમ કરે તે ચંડાળનુંરે લોલ. ૧૫
ભોળા લોકો ભોળાશો નહીં ભરમમાંરે લોલ;
નથી એ વાત કોઈ ધરમમાંરે લોલ. ૧૬
એવા દેનાની વાત માનશો નહીરે લોલ;
વાતો એ વેદમાં નથી કહીરે લોલ. ૧૭
એવું કરવું તે સારૂં કોણ જાણશેરે લોલ;
વાદ સભામાં કોણ તાણશેરે લોલ. ૧૮
બાપ હત્યા ગૌમાંસ પાપ છોટુ છેરે લોલ;
તેથી મદીરા પાપ મોટુ છેરે લોલ. ૧૯
એવી રીતે લખીચું છે શાસ્ત્ર સરવમાંરે લોલ;
ગણતા નથી તે પાપ ગરવમાંરે લોલ. ૨૦
કહ્યું માનીને દલપતરામનુંરે લોલ;
કરવું ન કામ હરામનુંરે લોલ. ૨૧

---

## ગરબી ૨૧

### કેફીની બદીના મહિના.

કારતક મહીને કેફી જેનો કંથરે સાહેલી,

આ એ અબળાના દુઃખનો નાવે અંત સાંભળ સાહેલી;
દાવશ ઘટે ને રજની મોટી થાયરે સાહેલી,
આ કેફીની અબળાના કેમ દીન જશે સાંભળ સાહેલી;
હીમાળાનો શીતળ વાયુ વાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૧
આ માગશર મહીને સુખ પામુ શી પેરરે સાહેલી,
આ કેફીડુ તો માંડયો અકરાકેર સાંભળ સાહેલી;
આ ઉપજ ખરચની વાત કશી નવ જાણીરે સાહેલી,
આ ખાઈ બેઠા નીજ બાપ તણી કમાણી સાંભળ સાહેલી;
પડયો રહે કાંઈ કેફી રસ્તા માંયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૨
પોસે તો ઘર વેચી બેઠા પાપીરે સાહેલી,
આ પીયર જવાની રજા વહુને આપી સાંભળ સાહેલી;
જેણે મુજને પરણાવ્યું એવુ પાપર સાહેલી,
આ પેલા ભવનાં દુશમન માને બાપ સાંભળ સાહેલી;
એ રતમાં સાસરે જવું સૌ ચાહેરે સાહેલી,
આ એ મહીનો એવા રીતે કેમ જાય સાંભળસાહેલી. ૩
મા મહીનામાં બોલે લોક વસંતરે સાહેલી,
આ તે દુખાણી કેફી ડો જેનો કંથ સાંભળ સાહેલી;
વન પાલોબ્યાં આંબે આવ્યો મોહોરરે સાહેલી,
આ દુખાણીને સુખ નથી બોલે કે પોહોર સાંભળ સાહેલી;
ભમર ગાન સુણી પીઉ મળવા મન થાયરે સાહેલી,
આ એ મહીનો એવા રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૪
ફાગણમાં નરનારી બેઠા દાગરે સાહેલી,
આ કેફીની અબળાને અંતર આગ સાંભળ સાહેલી;
રમે જમેને હસી મળી નર નારરે સાહેલી.
આ કેફીની પરણેલી ખાય માર સાંભળ સાહેલી,

જોવુને રોવુ ઘર ખુણા માંયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૫
અંતરમાં કેમ ધીરજ રાખુ ચીતરે સાહેલી,
આ કેકૈ કરે કુકીડું નીતને નીત સાંભળ સાહેલી;
એ પરમેશ્વર કેમ આવો વર આપ્યોરે સાહેલી,
આ એ વરથી તો અતી ભલો રંડાપો સાંભળ સાહેલી;
સહુણાવાળાની ફરીઆદો થાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૬
વૈશાખ તે આવ્યો મહીનો વૈશાખરે સાહેલી,
આ ગીમખ એ દીલ થાય બળીને રાખ સાંભળ સાહેલી;
સુરજ તપે તો છતર આડુ રાખુરે સાહેલી,
આ દીલ દાઝે તે કોની આગળ દાખુ સાંભળ સાહેલી;
રજની ઘટીને દહાડો મોટો થાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૭
જેઠ તો જીવડો જળવા લાગ્યોરે સાહેલી,
આ કુકીની અબળાનો આનંદ ભાગ્યો સાંભળ સાહેલી;
પગ દાઝે તો મોજડીઓ લઈ પહેરૂંરે સાહેલી,
આ કાળજડું દાઝે તે કેમ કરી ઠારૂં સાંભળ સાહેલી,
કુકીડાને કોઈ કહે ન સમજાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૮
અશાડ ચડી આવ્યો ઘનઘોરરે સાહેલી,
આ મોટા હરખ ધરીને બોલે મોર સાંભળ સાહેલી;
કુકી કંથ બંધીખાનામાં બાંધ્યોરે સાહેલી,
આ પરણેલીના દીલમાં એ રત સાલે સાંભળ સાહેલી;
લીલી ધરા વિધ વિધનાં અન્ન વવાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૯
શ્રાવણમાં મેં શીવ પુજા નહી કીધીરે સાહેલી,

આ હવે મુજને ફેકીને કર દીધી સાંભળ સાહેલી;
ચિત્ત ટળે તો બસની જુઠો ચોરરે સાહેલી,
આ એ સગપણ કરનારો ગરજો ગોર સાંભળ સાહેલી;
ભાગ્યવંતી જે પિઉ સાથે સોહાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૧૦
ભાદરવે ભરજોબન એળે જાયરે સાહેલી,
આ ફેકીની બઈરીને કેમ સુખ થાય સાંભળ સાહેલી;
નદીએ આવ્યાં પુરણ જળનાં પુરરે સાહેલી,
આ પિઉ સાંભળતે આગ જળે છે ઉર સાંભળ સાહેલી;
માળે બેશી પંખીડાં બકલાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૧૧
દીવાળીના દહાડા આવ્યા આસરે સાહેલી;
આ ફેકીની બઈરી તો નીત ઉદાશ સાંભળ સાહેલી;
રમ જમને ધરે નવા શણગારે સાહેલી,
આ ફેકીની નારીને નયણે જળ ધાર સાંભળ સાહેલી;
ગુણવંતી મળી મળીને ગરબા ગાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૧૨
માસ અધીકમાં અધીકપણે શું કહીએરે સાહેલી,
આ પિઉ પંધીખાને એકલાં કેમ રહીએ સાંભળ સાહેલી;
એ વરથી મુજને છોડાવા ધાયરે સાહેલી,
તો દલપતના સ્વામીને લાગુ પાય સાંભળ સાહેલી. ૧૩

---

## ગરબી ૨૨

### ફકીના અવગુણ વિસે.

શીખ કહુંછું તે સહુ સાંભળજોરે,
ફેલ વીચ અફીણ હો લાલ;

લાલ કસુંબા નવ લીજીએ.
અવગુણ ઝાઝા અફીણમાંરે,
એથી હોય છે અક્કલ હીણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૧
મોહોટા મહેલ ચઢીને બેસતારે,
અફીણથીજ એજ થયા હરરાજ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે.
જે નર ભોજન જમતા ભાવતારે
રડતાં દીઠા અનને કાજ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૨
વાહન રથ ઘોડાને પાલખીરે,
ચાલ્યા પગ પાળા નજી તેહ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૩
રાતા માતા શરીરે શોભતારે,
દીઠા તેહના દુરબળ દેહ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૪
જે નર ચતુર શીરોમણી જાગતારે.
નીરખ્યા તે નીંદ્ર લે નેણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૫
જે નર બહુ બુદ્ધીથી બોલતારે,
તે નર ભાખે ભાગાં વેણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૬
જેની અતી સંભાળતી આબરૂરે,
તે નર લોકમાં નીંદાએ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૭
જેનું સાંચપણું બહુ માનતારે,
તે સાચ થતા સમ ખાય હો લાલ;

લાલ કસુંબા નવ લીજીએરે. ૮
તેપણ સાચ મનાએ નહી તેહનુંરે,
સરવે લોક તજે વીશ્વાસ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૯
તે નર દુનીઆમાં જીવતો મુએરે,
સારૂં મનુશ્ય ન બેસે પાસ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૧૦
બહુ દુઃખ છે એહવા બંધાણમાંરે,
કોઈ દીન કર મુગની હોય હાણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૧૧
પૃથવી ઉપર પગ ઘસવા પડેરે,
તે ઘડી આવે મોહોડે ફીણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૧૨
જે કોઈ તજસે વસ્તુ કેફનીરે,
રાજી થાસે શ્રી ભગવાન હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૧૩
શીક્ષા સુંદર દલપતરામનીરે,
સજન સહુ ધરજો કાન હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૧૪

---

## ગરબી. ૨૩.

### સારા માણસે કેફીની સંગત ન કરવી.

રાગ ધોળ.

સજન સમજાએ કેફીનો સંગ ન કરવો, ટેક.
સમજી કાળા સાપ સરીખા પાપ ભણી પરહરવોરે;

સજન સઘળાએ કુફીનો સંગ ન કરવો. ૧
દારૂ પીએ તે દૈત્ય સરીખા, કદી વીસવાસ ન કરીએ;
ભાંગ પીએ તે ભંગીઆ જેવો, તેથી વેગળા રહીએ;
સજન સઘળાએ કુફીનો સંગ ન કરવો. ૨
પીએ તાડી તે પરેત સરીખા, અફીણ ખાય તે ફુવો;
ગાંજાખોર તે ગાંડીઆ જેવો, તે પણ તજીએ તેવોરે;
સજન સઘળાએ કુફીનો સંગ ન કરવો. ૩
સંગ કરવાથી અંગ વળગશે, રંગ જશે ખરભાઈ;
મનમાં હશે ઉમંગ ઘણા તે ભંગ થશે સહુ ભાઈ;
સજન સઘળાએ કુફીનો સંગ ન કરવો. ૩
પ્રથમ અફીણના પેસા નહીં લે ઘરનું પાસે ખોળી,
વળગાડીને થશે વેગળા રેહેશો આંખો ચોળી;
સજન સઘળાએ કુફીનો સંગ ન કરવો. ૫
સહુને સરખા કરવા ટોલે, ખાશે વાત બનાવી;
નાક કટે જેમ નાત વધારી, ભોળાને ભરમાવરે.
સજન સઘળાએ કુફીનો સંગ ન કરવો. ૬
ખાશે ઘણા ગુણ ગાશે, પીશેને વળી પાશે;
જાશે જર જોબન દુખ થાશે, પછી ઘણા પસ્તાશેરે;
સજન સઘળાએ કુફીનો સંગ ન કરવો. ૭
આવા બોધને મળી ઊંચા, બુરા દુરગુણ લેશો;
સારા સજન સંતાપથી સુણીને દોશ વીસારી દેશોરે;
સજન સઘળાએ કુફીનો સંગ ન કરવો. ૮
દોષ તજે સંતાપથી સુણીને, શેશ ગમતા રાખો;
દલપતરામ દુનીયાં ભખે દેખે તેવું દાખેરે;
સજન સઘળાએ કુફીનો સંગ ન કરવો. ૯

## ગરબી. ૨૪.

### ભરથાર વશ કરવા વિષે.

અલબેલીરે અંબેમાત જોવાને જઈએ, એ રાગની છે.
લલના નહીં થાય લગાર કાંમણ મંત્ર કરી.
આ મંત્ર કરો ઉચ્ચાર વશ ભરથાર થશે. ટેક.
પ્રાણ થકી પીઉજી છો પ્યારા, ન્યારા ન રહો નાથરે.
સરવ થકી લાગોછો સારા, હું વેચાઉ તમ હાથ. કાં૦ ૧
તન મનમાં રહું સાજી તાજી રાજી દેખુ રાજરે.
જો કદી બોલ્યું કાંઈ કુરાજી.
ઢંખ્યાં દરીએ આજ કામણ૦ ૨
માત પીતાએ મોટી કરીને, હુંતે સોંપ્યો હાથરે,
સુખ આપો કે દુઃખ આપો, તમે છો મસ્તકના નાથ;
કામણ મંત્ર કરી. ૩
ગુણ સાગર ગંભીરછો સ્વામી, હું અવગુણ ભરી આજરે.
પોતાની ગણી પ્રેમ નીભાવે, બાંહે ગ્રહ્યાની લાજ;
કામણ મંત્ર કરી. ૪
સ્નેહ તમારો જોઇને સ્વામી, જામી મીલકત જેમરે.
ખુબ ખુશી થઇ ન રહી ખામી, પામો પુરણ પ્રેમ;
કામણ મંત્ર કરી. ૫
ભલું કરયું ભગવંતે મારો, સફળ કરયો અવતારરે;
મહેર કરી મન ગમતો આપ્યો, તમ સરખો ભરથાર;
કામણ મંત્ર કરી. ૬
સગા સરવ તમ સારૂ તજીઆ, તજીઆ સૈયર સંગરે;
દોસ્તી સરવની દુર કરી, હું રાચી તમારે રંગ
કામણ મંત્ર કરી. ૭
આભ ઊંચોને નીચે અવની, અવર નથી આધારરે;

આશા રાખું એક તમારી, છો સુખના દાતાર; ૮
કામણમંત્ર કરી.
જો સુંદરીને પીઉ સ્વામી, તો શોભે શણગારરે,
નહી તો તે શણગાર સરવ છે, આગ તણા અંગાર; ૯
કામણ મંત્ર કરી.
દુનીઆમાં નર તમને દેખુ, બીજા લાલ ફકીરરે
તુચ્છ ગણું છું તે સઘળાને, હોય અમીર વજીર; ૧૦
કામણ મંત્ર કરી.
જળ જંતુને જળ સંગાથે, જેવી પુરણ પ્રીતરે,
પળક પડે જો દુર તરફડે, એજ અમારી રીત; ૧૧
કામણ મંત્ર કરી
પાર ન આવે પ્રીત પરાણતાં, સ્થીર બેશી એક ઠામરે;
રાત દીવશ કવીતા રચનારો, રચસે દલપતરામ; ૧૨
કામણ મંત્ર કરી.



## ગરબી ૨૭

### ઢાળ.

જ્યારે રામચંદ્રજી તથા લક્ષમણ વનવાશ ચાલ્યા ત્યારે સીતાજીએ કહ્યું કે હું પણ સાથે આવીશ તે સમે રામચંદ્રજીએ કહ્યું કે તમે પીયર જાઓ તે સમેનું ઢાળ. "મારૂ માથા મુકનું" એ રાગનું છે પણ ઢાળ જાસ્તી છે.

રામ લક્ષમણ વનમાં સીધાવતા, સતી સીતાને આવતા
સાથ કહે રઘુનાથ, પધારો પીયર ભણી. ૧
નહીતો અહીં રહો સસરાના રાજમાં, હેતે હળીમળી સાસુ
સંગાથ; નહીતો જોડી હાથ, પધારો પીયર ભણી. ૨
અમે વસ્તીમાં નહી વશીએ વીનતા, અમે કરશું જઈ

વનવાસ; તમો પામો ત્રાસ, પધારો પીયર ભણી. ૩
સાથે રથ કે ઘોડું નહી રાખીએ, નહિ રાખીએ દાસી કે
દાસ; કોઈ એમ પાસ, પધારો પીયર ભણી! ૪
તમે કોઈનો પંથ કીધો નથી, ચરણે ચાલવાથી પામો
થાક; લીટી ઓંચો નાક, પધારો પીયર ભણી. ૫
એમ વનફળ ખાઈ ખુશીમાં રહીશું, કોઈ વિવધતો ફળ
શાક; વીના લુણ પાક, પધારો પીયર ભણી. ૬
વનમાં નથી મંદીર નથી માળીઆં, નથી પોઢવા કાજ
પલંગ; રંગીત નવરંગ, પધારો પીયર ભણી. ૭
કરશું ઘાસ કે પાનની ઝુંપડી, સુવા સાથરે ખુંચે અંગ;
એમાં શો ઉમંગ, પધારો પીયર ભણી. ૮
વનમાં હીરના ચીર તો નહિ મળે, વનમાં નહિ મળે ફોર
તા ફુલેલ; કે તેલ ખુપેલ, પધારો પીયર ભણી. ૯
વનમાં નહિ મળે શાણી સાહેલીઓ, કરશો કે સંગે ખાંતે
થી ખેલ; ઉમંગ ભરેલ, પધારો પીયર ભણી. ૧૦
વનમાં ઘાતકી રહે છે રાક્ષસ ઘણા, ચારે તરફ ફરે છે ભકુ
[illegible]ાગ; જેનું ઘણું જોર, પધારો પીયર ભણી. ૧૧
વનમાં વાઘ વરૂને વાંદર જેવા, ઘણા વિચરે જનાવર ઘોર;
બચે નહિ ઢોર, પધારો પીયર ભણી. ૧૨
ઉષ્ણકાળે વાશે લુના વાયરા, એવું દેખીને થાશો ઉદાસ;
જ્યારે જેઠ માસ, પધારો પીયર ભણી. ૧૩
વરસે મેઘ ને ઝબકશે વીજળી, તેવે ટાણે તો તરૂ તળે
વાસ; નહિ છત્ર પાસ, પધારો પીયર ભણી. ૧૪
મોટા પર્વત દેખીને માનની, તમે નજરે જોયા નહી જાય;
દીઠે ખાવા ધાય, પધારો પીયર ભણી. ૧૫
તમે રાજ કન્યા કાયા કોમળી, વનવાસનાં દુખ ન વેઠાય;
કાયા કરમાય, પધારો પીયર ભણી. ૧૬

ઘરમાં અંધારૂં દેખો ડરો ઘણા, નથી નીસરવાં કદી ઘર
બાર; જો નાજુક નાર, પધારો પીયર બાઇ. ૧૭
તમે બાળક વય વર્ષ સોળનાં, નથી સંકટ વેઠ્યાં લગાર;
તમે કોઈ વાર, પધારો પીયર૦ ૧૮
પરણી આવીને પીયર ગયાં નથી, તમને મળવાને ઇછે
બાપ; ઓપે પ્રીત આપ, પધારો પીયર૦ ૧૯
રાજા જનકજી તમને ઝંખે ઘણા, તેના સંદેસા આવે સ
દાય; તેડાં પાછાં જાય, પધારો પીયર૦ ૨૦
ભાત ભાતનાં ભોજન ભાવતાં, તમને મોકલશે મહીપાળ
પુરાવીને થાળ; પધારો પીયર૦ ૨૧
અમે અવધે ફરીને જ્યારે આવીશું, સ્નેહે લેશું તમારી
સંભાળ ત્યારે તતકાળ; પધારો પીયર૦ ૨૨.
રૂડી મીથીલાપુરી મન માનતી, તેમાં પામશો પરમ વિ-
રામ જે બાપનું ગામ. પધારો પીયર૦ ૨૩
ગોરી તમને ગમે તેમ હું કરૂં, એમ દલપતરામનો શામ;
કહે રાજારામ; પધારો પીયર૦ ૨૪



## ગરબી ૨૬.

### સીતાજીના જવાબનું ધોળ.

રાગ ઉપર પ્રમાણે.

એવું સાંભળીને સીતાજી કહે, સુણો સુંદર શ્યામ સુજાણ
પ્યારા મારા પ્રાણ; સાથે રાખો સ્નેહથી.
જુદા પડવાની વાત વાહાલા કહો, તેતો બોલ લાગે તી
ખા બાણ; રઘુકુળ ભાણ; સાથે રાખો૦ ૧
સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરૂં, તમથી વેગળી તે પ

દેશ; હું જાણું હમેશ, સાથે રાખો૦ ૨
તમ જોગીનો વેશ જો ધારશો, તો હું જોગણનો ધરૂં વેશ;
જટા કરૂં કેશ, સાથે રાખો૦ ૩
સ્વામી તમેરે સુખી તો સુખ માહરે, તમે દુખમાંતો દુઃખ
માહરે દેહ; એમાં શો સંદેહ; સાથે રાખો૦ ૩
જે કોઈ પરણ્યા પછી રહે પીયરમાં, અવતાર ભુંડો ધીક
એહ, મુવા જેવી તેહ; સાથે રાખો૦ ૪
સ્વામી તમ વિના મંદીરને મળીયાં, ભાસે પરવત મોટા સ
માન; વસ્તીતો વેરાન; સાથે રાખો૦ ૫
માહા વનમાં ભરી વસ્તી ભાસશે, જ્યારે પામીશ દરશન
દાન; કૃપાના નિધાન; સાથે રાખો૦ ૬
[illegible]મ સસરાને માત પીતા સહુ, ભલે જીવો કરો રૂડાં રાજ
મને મહારાજ; સાથે રાખો૦ ૭
સ્વામી શું કરૂં ભાઈ ભોજાઈને, સ્વામી શું કરૂં સઈયર
સમાજ, કેનુ નથી કાજ; સાથે રાખો૦ ૮
સાચુ સગપણ જગમાં સ્વામી તણું, બીજો સ્વારથી સઘળો
સંસાર, કુટંબ પરિવાર; સાથે રાખો૦ ૯
મારા લાડ પાલણ તમે લાલજી, બીજો નથી આંસુનો
લોનાર, કે એકે આધાર; સાથે રાખો૦ ૧૦
કાયા પ્રાણ બેઉ જો જુદા રહે, તો હું તમથી જુદી પડી
છેક, રહું તજી ટેક; સાથે રાખો૦ ૧૧
જો કોઈ જળથી જુદી પડી માંછલી, રાખે દુધમાં કરી
વિવેક, જીવે પળ એક; સાથે રાખો૦ ૧૨
તમે સુખના સાગર રહો વેગળા, પછી શું કરૂં રાજને પાટ;
હવેલીના ઠાઠ, સાથે રાખો૦ ૧૩
મને હીરના ચીર ગમે નહિ, મને ન ગમે ઘરાણાના ઘાટ
મટાડો ઉચાટ; સાથે રાખો૦ ૧૪

હું તો તમને દીઠે થાઉં દુખની, આશ દીઠે તો આંધળી
ભીંત જનમની એ રીત, સાથે રાખો૦ ૧૫
મેં તો નેહ તોડી સરવ લોકથી, બાંધી તમ સંગે પુરાણ
પ્રીત, ચોરાયું છે ચીત; સાથે રાખો૦ ૧૬
જમવું જીવન તમથી જુદા પડી, હોય વિષવિષનાં પકવા
ન, તે વિખના નિશાન; સાથે રાખો૦ ૧૭
દરીએ ભોજન તમ સાથે ભાવતાં, હોય કેવળ શાક કે
પાન; તે અમૃત સમાન. ૧૮
સ્વામી તડકાને તાપ વઈશાખના, તે તો જાણીશ ચંદ્ર પ્ર
કાશ; રહું તમ પાસ, સાથે રાખો૦ ૧૯
મુજને મેલી જો પંથ પધારશો, આવી મળવાની ન ધર
શો આશ; નક્કી પામું નાશ. સાથે રાખો૦ ૨૦
કરતી વાત ઢળી પડી ધરણીએ, નારી જાનકી થઈ નિ
રાશ, કહું લેતી સ્વાસ; સાથે રાખો૦ ૨૧
દયા કરી દેવ દલપતરામને, સતી સીતાને દેખી ઉદાસ;
જતાં વનવાસ. સાથે રાખો૦ ૨૨

---

## ગરબી ૨૭.

### રામચંદ્રજી ને સીતાના કાગળોના ધોળ.

મામેરૂં માધા મુલનું એ રાગ.

સ્વસ્તી શ્રી પુરી લંકા સોહામણી,
જયાં રાજેછે જનક કુમારી,
પ્રીતમ ભજે પ્યારીને.
શોભા અખંડ સૌભાગ્ય તમ તણું,
એવી આશીશ વાંચો અમારી;
પ્રીતમ ભજે પ્યારીને.

ગોરી દૈવના જોગે જુદા પડ્યા,
પણ પ્રાણ મારા તમ પાસ;
પ્રીતમ લખે પ્યારીને. 1
એસુ બાગ બગીચે કે બંગલે,
રહુ તમ વીના અધીક ઉદાશ. પ્રીતમ લખે૦ ૨
તારો સ્નેહ ઘડી ઘડી સાંભરે,
તારો ભાવ ભુલ્યો કેમ જાય. પ્રીતમ લખે૦ ૩
મારે અરથે તમે બાળાપણ થકી,
તજ્યો સઘળો પીયર પરીવાર. પ્રીતમ લખે૦ ૪
મારાં લેશ વચન નથી લોપીઆં,
નથી કોપીઆં કદીએ લગાર. પ્રીતમ લખે૦ ૫
તારી નમ્રતા અઅતથી ગળી,
વળી શોભીતો શાંત સ્વભાવ. પ્રીતમ લખે૦ ૬
જેથી મારી ઉદાશી તરત મટે,
તારા બોલનો એવો બનાવ. પ્રીતમ લખે૦ ૭
ગોરાંદે ગુણ કેમ તારા વીસરે,
કેમ વીસરે વિલાપ ભરચાં વેણ. પ્રીતમ લખે૦ ૮
હેત વસ્તુ વદન તારૂં વાનતા,
મારા નીરખવા તલખે છે નેણ. પ્રીતમ લખે૦ ૯
દીવસો તુજ વીના દીલમાં ગોઠે નહી,
પીવુ પાણી કે જમવું અનાજ. પ્રીતમ લખે૦ ૧૦
રાતે રોઈને આંખો રાતી થઈ,
લોક પુછે તો આવે છે લાજ. પ્રીતમ લખે૦ ૧૧
ગોરી મનમાં ધારજ ધરી રાખવી,
કાલે ભાગશે ભવના વિજોગ. પ્રીતમ લખે૦ ૧૨
જેથી રીઝે આપણો જગપતી,
એવો અહોનીશ કરવો ઉદ્યોગ. પ્રીતમ લખે૦ ૧૩

જે જે વ્રજ પાડોશીઓ શુભ છે,
તેને પ્રીતથી કહેજો પ્રણામ. પ્રીતમ લખે० १४
વળી ઓળખાણ મારા મીત્ર પવિત્રને,
કહેજો જરૂરનું હોય જો કામ. પ્રીતમ લખે० १५
જોઈતી વસ્તુ જરૂર મંગાવજો.
કશો વાતે મુઝાશો ન મન. પ્રીતમ લખે० १६
ક્યારે દેખીશું દીવસ આનંદના,
જાશે વીસરી આ દુઃખ ભરયા દન. પ્રીતમ લખે० १७
જે જે પ્યારી તમારી સાહેલીઓ,
તેને પણ મારા કહેજો જુહાર. પ્રીતમ લખે० १८
સાસુ સસરાની આશીશ સુંદરી,
મળશે ભામનીને ભરથાર. પ્રીતમ લખે० १९
વધે સ્નેહ ને સંપ સુજન સાથે,
તેવી તન મન રાખજો ટેક. પ્રીતમ લખે० २०
આગે પેડી અવધે આવશું,
કહે દલપતરામનો દેવ. પ્રીતમ લખે० २१

---

ગરબી ૨૮.

સીતાજીના કાગળનું ધોળ.

રાગ ઉપર પ્રમાણે.

સ્વસ્ત શ્રી સંસ્થાન સોહામણું,
જ્યાંહાં રાજે સદા રઘુનાથ;
કાગળ લખે કામની.
લંકા લંકા થકી સીતા સુંદરી,
કહે વદે જોડી જોડ હાથ. કાગળ લખે० २
પત્ર આવ્યો તમારો પ્રીત ભરયો,

વ્હાલા વાંચી થયો વીસરામ, કાગળ લખે૦ ૩
પ્રભુ જીવન તમથી જુદાં પડે,
ઘણા દિવસ થયા ઘનશ્યામ; કાગળ લખે૦ ૪
આઠે મન મળવાને અકળાય છે,
ઘડી એક તે જુગ જેવી જાય. કાગળ લખે૦ ૫
મારાં નેણનાં નીરથી નાથજી,
સુતા રજનીમાં સેજ ભીંજાય. કાગળ લખે૦ ૬
ઘેર આવો હવે તો ઘણી થઈ,
નહી તો જીવડો જાશે જરૂર. કાગળ લખે૦ ૭
દેવે પાંખો આપી હોય પીંડમાં,
ઉડી આવું દેશાવર દુર. કાગળ લખે૦ ૮
વાલા નીત્ય નવી વારતા વાંચીએ,
જેથી પામીએ પુરો પ્રમોદ. કાગળ લખે૦ ૯
ચતુરાઈનાં ચોજ હું ચાલવું,
આવો વિદ્વાનો કરીએ વિનોદ. કાગળ લખે૦ ૧૦
ત્રાંબા કુંડી ભરી રૂડી ઓપતી,
ભાવે ભરૂં અહીં નીરમળાં નીર. કાગળ લખે૦ ૧૧
બેસો બાજોઠે ચડી મારા ચોકમાં,
સ્વામી નવરાવું ચોળી શરીર. કાગળ લખે૦ ૧૨
કરૂં સરસ રસોઇ રૂડી રીતથી,
પ્રીતે પીરસી બેસું હું પાસ. કાગળ લખે૦ ૧૩
એવા દિવસ તે ક્યારે દેખાડશો,
ક્યારે અંતરની પુરશો આશ. કાગળ લખે૦ ૧૪
સ્વામી તમ વિના પીયરને સાસરૂં,
સુનો લાગે છે સઘળો સંસાર. કાગળ લખે૦ ૧૫
મારા માથાથી મુઘા પ્રભુ તમે,
મારા આત્માના છો આધાર. કાગળ લખે૦ ૧૬

આવે પરવના દિન સુખ સરવને,
હું તો શોક હુદાથી સદાય. કાગળ લખે૦ ૧૭
ગાજે મેઘ ને દમકે દામની,
આપી જામેની જંપ ન થાય. કાગળ લખે૦ ૧૮
હું તો સુની દેખુ સુખ સેજડી,
આખા મંદીર ખાવાને ધાય. કાગળ લખે૦ ૧૯
મેરી વસ્તી ઉજડ જેવી ભાસે છે,
એક તમ વિના ત્રિભુવન રાય. કાગળ લખે૦ ૨૦
વાહાલા હું તમને કેમ વીસરું,
કેમ વીસરેચુ દાદાનું વતન. કાગળ લખે૦ ૨૧
પત્ર વાંચીને વેહેલા પધારજો,
સ્વામી શરીરના કરજો જતન. કાગળ લખે૦ ૨૨
કોઈને દુખિયાં દેખીને દુખ પામતા,
તેવી નાથ તમારી છે ટેવ. કાગળ લખે૦ ૨૩
આવે અવસરે કેમ કઠણ થયા,
તમે કલપતરામના દેવ. કાગળ લખે૦ ૨૪

---

## ગરબી ૨૯

## સુધરેલી સ્ત્રી વિશે.

"શોક સગાળસા સધુને શોચે. એ રાગનું છે.

જેને સુધરેલી નારીરે, સદા સુખી તે સંસારી. ટેક૦
નિરમળ નમણું દિસે નિરંતર, નેહ ભરેલાં નેણ;
મનને હરે એવાં મુખથી ખરતાં, વિણીને લેઈએ વેણ જેને૦
સ્વામીના ચિતમાં શોક કે ચીંતા, જો જાણે લવલેશ;
હેતે હશાવીને હીંમત આપે, કાપે સમુળા કલેશ. જેને૦
પુછીને જોતાં પ્યારા પતિની જો મરજી ન જણાય.

પરઘેર તો શાનું પગલુંજ માંડે, પીયર પણ નવ જાય. જેને૦
વરજીના મનની મરજી પ્રમાણે, કામ સદા કરનાર;
સુંદરી એ ભાગ્યશાળીના સારૂ, સરજી સરજનહાર. જેને૦
સુપનામાં કદિ કોઈની સાથે, ટંટો કરે નહિ તેહ;
મેલ વિનાનું મનપણ નિરમળ, નિરમળ દિસે દેહ. જેને૦
આપે પ્રભુ એવો વૈભવ પામી, પામે પૂરો સંતોષ;
સંકટમાં પણ સ્વામીની સાથે, રીસ ન રાખે રોષ. જેને૦
ગામમાં હોય ગરીબ પોતાથી, તેનું જુવે સુખ તોલ;
દોલતવાળાની દોલત દેખી, બોલે ન હલકા બોલ. જેને૦
સ્વામીનો શુદ્ધ સ્વભાવ ગમે, મન રાચે સ્વામીને રૂપ;
સ્વામીને પ્રભુ પ્રમાણ માને, હોય જો ભારે ભુપ. જેને૦
પર પતિને તો પથર જેવા જાણે, હોય જીવમાં ચોટી જાય;
સાંભળે શબ્દ શિખામણના તે, જીવમાં ચોટી જાય;
દુરગુણ દેખીને દુરથી નાસે, સદગુણ શિખે સદાય. જેને૦
આળશ ઊંઘ અતિસે ન હાસે, હોસે ઉદ્યોગી અંગ;
ભંડકી તો જેને દિઠી ન ગમે, ન ગમે નઠારો સંગ. જેને૦
સ્નેહ વધારે ને શોક ઘટાડે, લોકમાં પામે લાજ;
એવી મળે જો આ દુનિયામાં, સ્વરગ દુરેછે શા કાજ. જેને૦
પુરાણ પુન્યથી પુરૂષ પામે, નઉતમ એવી નાર;
દલપતરામ કહે દુનિયામાં, ધન્ય એનો અવતાર. જેને૦

---

## ગરબી ૩૦ મી.

## વેહેમ તજવા વિશેની.

જે કોઈ અંબાકાળી માતને આરાધશેરે લોલ, એ રાગ,

સુણો શિખવા વિવેક એક વાતડીરે લોલ,
છુટે મુરખપણું છેક ખુલે છાતડીરે લોલ.
રચ્યા ગુણ ભરેલા ગ્રંથ ભણો ભાવથીરે લોલ;

પામ્યા શ્રી સતીના પંથ તે પ્રભાવથીરે લોલ. ૨
તજો વહેમ ભરી વાત વેહેમોમ્મ કહીરે લોલ;
ભુત પ્રેતને પિશાચ સાચ છે નહિરે લોલ; ૩
દોરા ચીઠી મંત્ર જંત્ર જુઠા જાણજોરે લોલ;
આશા કુચકાનીકુતંત્રમાં ન આણજોરે લોલ. ૪
દેતા દામ કરે કામ દેવ દેવીઓરે લોલ;
ઠેઠ ઠામ ઠામ વાત એવીઓરે લોલ. ૫
કરે ભપ્પ વરપ્પ કુંભ ઠગે જોશીઓરે લોલ;
જુઠા જાણીને દંભ ઠગે ડોશિચોરે લોલ. ૬
કેક પુત્ર પુત્રી કાજ અતા આપછેરે લોલ.
તજી લાજ જોગીરાજ પાસે જાયછેરે લોલ. ૭
વશિકરણી વાતથી લુટાયછેરે લોલ;
ભોળી ભામનીઓની જાત તે ઠગાયછેરે લોલ. ૮
ખરૂ માનીને ખચિત ચિત ચેતજોરે લોલ;
ખરા ગાવા હાવા ગીત હેએ હેતજોરે લોલ. ૯
જસે ભુલ્યા ભરચા ભરમ મરમ જાણશોરે લોલ;
પાળવા પવિત્ર ધરમ ઈચ્છા આણશોરે લોલ. ૧૦
ભજો રાજાધિરાજ મહારાજનેરે લોલ.
શાવે કાજ વળી આજ પામ્યા લાજનેરે લોલ. ૧૧
તજો તુચ્છ જેવી ટેવ અહમેવનારે લોલ;
રીજો દલપતરામનો દેવ દેવનારે લોલ. ૧૨

---

ક્રોધ વિષે પદ ૩૧.

નાથ કૈસે ગજકો બંધ છોડાયો. એ રાગનું.

કોઇપર ક્રોધ, ન કરશો કદાપી અતી ક્રોધછે પુરણ પાપી,
કોઇ પર ક્રોધ ન કરશો० (ટેક)

ક્રોધ કુબોધ અતિ ઉપજાવે, સદ્ય સુબોધને કાપી
વાહાલા માંહી વીરોધ વધારે, શોધ સમુળો ઉથાપી. ક્રોધ.
કૃત્ય અકૃત્ય કર્યું ન વિચારે, જ્યારે રીશ રહે વ્યાપી;
મુખનું વચન ફરી મુખમાં નવ પેસે, બાપ પડાળે છાપી.
ક્રોધ પર૦ ૨

આપની સઘળી એ બિસારી સુમતિયો, ક્રોધ કુમતી જેને
આપી; નહી કરવાના કાગ કરી નર, રોપાશે વનમાં વિલાપી.
ક્રોધ પર૦ ૩

ક્રોધ કરી ફરી ફરી પસ્તાયા, જે હતા પ્રોઢ પ્રતાપી;
દલપતરામ કહે દુનીયામાં, ખ્યાત છે વાત સદાપી.
ક્રોધ પર૦ ૪

---

## ગીત ૩૨.

જ્યારે સીતાજી પરણીને ઉઠ્યાં ત્યારે પોતાની બ્હેનપણીને
પોતાના હરખની જે વાત કહી તે વિશેનું ગીત.
છઈયે આળામાં ઘાલી ખીચડી, છઈયે ઘેર ઘેર ગાગી
દીકરી એ રાગનું.

ઉઠ્યાં પરણીને જે રામ જાનકી;
વર્ત્યો જગડામાં હરખ વીવા થકી. ૧
મળી શાણી શાહેલી ને સુંદરી,
બોલી બોલ અતોલ ખુશી ભરી. ૨
સખી સાંભળ કહું એરે વાતડી;
મારી આજ શીતળ થઈ છાતડી. ૩
મારો હરિવરે હાથ ઝાલીઓ;
મને અખંડ ચુડો એને આલીઓ. ૪
વર પામી સુંદર વર વિઠલો;

મેં તો કાને સુણ્યો તે તો દીઠલો. ૫
મને પળ હવે ન ગમે પીયરમાં;
મારૂં મન મોહ્યું શામ શરીરમાં. ૬
વર મળીઆ મને છેલ બાંકડો.
હવે શોકને ન રાખીએ આંકડો, ૭
વર પામી હું તો વરણાગીઓ;
ગોતા ભવો ભવ એ વર માગીઓ; ૮
મને મન ગમતુ મળ્યું સાસરૂં;
હવે કેમ ધડક મનમાં ધરૂં. ૯
મારી એ સંગે જેણે સગાઈ કરી;
એને આશીશ આપુ ફરી ફરી. ૧૦
ગુરૂને શીર નામુ લળી લળી;
મને પરણાવો એ વરને વળી. ૧૧
હવે મન ગમતા સુખ માનીએ;
કેમ કોઈની શરમ દીલ આણીએ. ૧૨
મારે કસુર ન રહી કોઈ વાતની;
મારે માયા ટળી માત તાતની. ૧૩
મને માનીતી કરી હરી થાપશે;
હું તો જે જે માગીશ તે તો આપશે. ૧૪
મારે નીસરી આણુ એ કરમની;
વાત મુરખ ન જાણે એ મરમની. ૧૫
પુન્ય પુરવે મે કીધાં હશે ઘણાં;
તેણે પામી ચરણ પીઉજી તણા. ૧૬
વરતે દાન કરે જેને કારણે;
તેને પામી હું તો સુતી પારણે. ૧૭
હું તો કાશી કેદારમાં નવ ફરી;
હું તો ઘેર બેઠાં એ વરને વરી. ૧૮

હવે સગા સંબંધીને શું કરૂં;
હુંતો સુંદર વરની સાથે ફરૂં. ૧૯
મન માન્યું છે દસરથ લાલમાં;
વર લખ્યા સુંદર મારા ભાલમાં. ૨૦
ભુલી દુરમતી દુરગુણી ટેવને;
પરણી દલપતરામના દેવને. ૨૧

---

## રૂસણું તોડવા વિશેનું

હુંતો ઇશ્વરને પુજવાને નીસરીરે લોલ;
ચોખા કંકાવટી વીસરીરે લોલ. એ રાગ.
કહું તે સખી તું કોઇને કહીશમારે લોલ;
કાલે રહ્યાતા કંથ રીશમાંરે લોલ. ૧
એક બોલ ન આવ્યો મારા ઉરચારમાંરે લોલ;
તે ઘડીએ હું પડી વિચારમાંરે લોલ. ૨
શાને માટે રીસાયો જાચો સાસુનોરે લોલ;
આંખે પ્રવાહ વહે આંસુનોરે લોલ. ૩
ખાન પાનને ભુલી હું ગીત ગાનનેરે લોલ;
ભુલી શરીર કેરા ભાનનેરે લોલ. ૪
દાઝે ફુલ થાય શુળ તો શરીરમાંરે લોલ;
હેત ગયું છુટી હિર ચીરમાંરે લોલ. ૫
મને શુળી સમાન લાગ્યું સાસરેરે લોલ,
સુજે નહિ જે હવે શું કરૂંરે લોલ. ૬
સડકો ચાંદો આકાશે બલા બાગમાંરે લોલ;
બડકો ઉઠ્યો તે જાણું આગનોરે લોલ. ૭
મેના પોપટ બોલે મુખ મીઠડારે લોલ;
દુઃખમાં મેં શત્રુ જેવાં દીઠડારે લોલ. ૮

ભારે વાડી તો ભયંકારથીરે લોલ;
આંખ્યોના પાટા જેવી આરશીરે લોલ. ૯
હું તો ઉઠી જઈ બેઠી દીવા આગળેરે લોલ;
કાંઈક પડી નજર ત્યાં કાગળેરે લોલ. ૧૦
દિઠો રાખેતો ઓખાખનું ચોપાનીયુંરે લોલ;
વાંચવા તે સારૂં મન માનીયુંરે લોલ. ૧૧
ગરબો રૂપાળું તેડવાની રૂડા રાગમાંરે લોલ;
ભાળી રૂપાળી છેલ્લા ભાગમાંરે લોલ. ૧૨
લઈને ગાવા લાગી હું જ્યાં જે ઘડીરે લોલ;
ત્યાંથી ઉઠીને આવ્યા તે ઘડીરે લોલ. ૧૩
હેત આણી વખાણી વાણી બોલીઆરે લોલ;
દીલમાં હરખીને ઘણું ડોલીઆરે લોલ. ૧૪
ભાણું બનેરે ઘડીને બન રાવડીરે લોલ;
છુટ્યો કલેશ ટરી છાતડીરે લોલ. ૧૫
ભલે આવ્યો આકાશ ચડી ચંદ નુરે લોલ;
આપે છે આજ તો આનંદ તુરે લોલ. ૧૬
એમ ઓખાખથી બોધ ઉપજ્યોરે લોલ;
ભાઈરે કવિ તારૂં ભલું થજોરે લોલ. ૧૭
ગરબો સાંભળીને રાખશે જે રૂસણુંરે લોલ;
પાપ તેના માથે પૃથ્વી તણુંરે લોલ. ૧૮
જેમાં બુદ્ધિ વિશેશવાળું જે હશેરે લોલ;
તુરત તે અબોલા તજી બોલશેરે લોલ. ૧૯
બીતી ત્યાર તે લગાર નાવે વળીરે લોલ;
સંપે વસો સદા સાંભળીરે લોલ. ૨૦
જેનથી વસવુ મળીને બરસ સો બસેરે લોલ;
પંખીના માળાની પેઠે તે થશેરે લોલ. ૨૧
નહી ક્યારે કલેશ લેશ કીજીએરે લોલ;

પ્યારથી પ્રેમરસ પીજ્યોરે લાલ. ૨૨

મહારાજા ધીરાજ તેથી રીજશેરે લાલ;

નહીતો ખરેખરા તે ખીજશેરે લાલ. ૨૩

રૂડે રાગો રૂડા દલપતરામનારે લાલ;

કાટો પ્રકારે કુણ કામનારે લાલ. ૨૪

---

## ગરબો.

### ઉદેપુરના રાણાનો કેફ વિશેનો.

થાય છે કેફ કીધાથી ... કહું તે કેટલુંરે લાલ;
સઘળુ જાય સમુળું સુખ, જગતમાં જેટલુંરે લાલ;
મરવુ મોત વિનાનું થાય કે, કેફ કીધા થકીરે લાલ;
બાઇરે જગમાં લજાયા જાય, તમે જાણો નકીરે લાલ;
વળી એક કહું છું તેની વાત, સુણી વિચારજોરે લાલ;
હેત ધરીને દીન રાત, હૈયામાં ધારજોરે લાલ;
જેથી દુખ થયું એક વાર, તો દુર સમજતુ થશે લાલ;
ભલો દીન દીન ખાએ માર કે, તોપણ ત્યાં જશેરે લાલ;
છે એક મોટું ઉદેપુર ગામ કે, દેખ દેશમાંરે લાલ;
રાણો રાજ કરે તે ઠામ કે, ભાળે વેશમાંરે લાલ;
કેફ કીધાનાં નીત્ય સ્વભાવ, કુવ્યસની ઘણોરે લાલ;
નારી પાંચ તણો એ નાવ, રૂડો રળીઆમણોરે લાલ;
એક દીન કેફ કીધી ભુપાળ, મળીને મુંડળીરે લાલ;
ચડને રંગમોહોલને માળ, પડ્યો ધરણી ઢળીરે લાલ;
તેના પડતે છુટચા પ્રાણ, વાણી માઠી થઇરે લાલ;
જ્યારે થયું પુરજનને જાણ કે, ધીરજ નવ રહીરે લાલ;
વરત્યો પુરમાં આહાકાર, રૂવે નર નારીઓરે લાલ;
કેફને બહુ કીધી ધિક્કાર, જેણે નર મારીઓરે લાલ;

જગમાં બહુ અપનો નર જેહ, વિના મોતે મુવોરે લોલ;
કેફ કીધાનાં છે ફળ એહ, વિચારીને જુવોરે લોલ;
રાણા ગુણ રતનનાં તુલ, જેણે મરવા સમેરે બોલ;
કીધું કેફ અમારે કુળ, કદી ન કરો તમેરે લોલ;
એ અવસરથી તે દીન આજ, ઉદેપુર ગાદીએરે લોલ;
મદીરા કેફ તજે મહારાજ, કદી પાણ નવ પીએરે લોલ;
જગમાં જે નર ચતુર સુજાણ, સુણી વિચારશેરે લોલ;
અકલ હીણા પુરૂષ અજાણ, સુણી વિસારશેરે લોલ;
જે જન જે લજ્જન ખોનાર, કે કેફ કરે સહીરે લોલ;
તે જાણનારોને ફીટકાર, પથર જાયો નહિરે લોલ;
કપડાં ધોવા આવત કામ, ભલા ઉપકારમાંરે લોલ;
કાલું કીધું જીવત હરામ, કશો નહી સારમાંરે લોલ;
એવો કોણ અભાગી હોય કે, મુખ કાળુ કરેરે લોલ;
છોડી ઘી સાકર રસ કોઈ, અમલ મુખમાં ધરેરે લોલ;
એ છે હલકા જનનું કામ, જેને લજ્યા નહીરે લોલ;
ઊંચો વરણ ન લેવે નામ, મદીરાનું કહીરે લોલ;
ફીટરે નર કરનારા કેફ, કે નફટ તું થયોરે લોલ;
જગમાં તુથી સારો બેલ, કે તાણે ગાડીઓરે લોલ;
કેફ કીધાની સાથે રોગ, સચેત શરીરમાંરે લોલ;
ફરી નહિ આવે એવો જોગ, અંતર પીડમાંરે લોલ;
શિક્ષા સહુ કોઈ ધરજો કાન, કે દલપતરામનીરે લોલ;
જે હોય જગમાં પુરૂષ સુજાણ, તેના કામનીરે લોલ;

---

## પ્રભાતિયું.

ઉઠની ઉઠની ઉઠની દીકરી
કાં ખરે આશ નાથ માંહી;

એમ વાણી વદી પુત્રીની માત કહે,
ઉઠરે ઉઠરે ઉઠ લાડી.
કાળ વહી જાય છે દંત ધાવણ તણો,
થાય છે રૂપ પ્રગટ સુઈ રેહેતાં;
દંત ધાવન કરી સ્નાન કર ચપળથી,
બજ પછી ઈષ્ટ ધ્યાન સેહેતાં.
કર જરા હાજરી ઉદરની રૂચી થકી,
કર પછી પાઠ તાહારો;
પાઠ કર ચીત દઈ તજ રમત સ્વસ્થ થઈ,
જન્મના જન્મનો જાય મારે.
જે ભલી બેહેનિયો એમ આચરો,
તે બને ઈષ્ટ સહુ સાથે;
જે રજા રમતમેં તે બંધ બંધ ગમે,
તેને અંત અવકાશમેં દુખ માથે.
દાસ મોહન કહે ગ્યાન તણાં રૂપ ની,
એમ સત સુચના જાણુ પ્યારો;
જા હવે ગુરૂ કને સાંભળ કાંઈ વાતને,
સપજ ચીત રાખજે બેહેન મારી.



# अनुक्रमणीका.


| ગરબી. | | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ | આળ વિશે... | ...૫ |
| ૨ | છોડીઓને ભણવા વિશે.. | ...૫ |
| ૩ | ગોર્બા વિશે... | ...૬ |
| ૪ | સુંદરબાઈને સાસરે જતાં શિખામણ .. | ...૮ |
| ૫ | રાજનીને શિખામણની... | ...૯ |
| ૬ | બેની મુસાફરીની... | ...૧૦ |
| ૭ | ફુલણજીની... | ...૧૧ |
| ૮ | શિયળ વિશે .. | ...૧૨ |
| ૯ | સ્ત્રીને ભણવા વિશે.. | ...૧૩ |
| ૧૦ | સાત વારનાં વખાણ... | ...૧૩ |
| ૧૧ | ભુંડી આરભ વિશે... | ...૧૫ |
| ૧૨ | દુષ્ટ નર વિશે | ...૧૫ |
| ૧૩ | દીકરીઓને ઉદ્યમ કરવાની... | ..૧૬ |
| ૧૪ | મુવા પછવાડે ન રોવા વિશે | ...૧૮ |
| ૧૫ | કળિજુગનું બળ... | ...૧૯ |
| ૧૬ | લગનમાં ફટાણાં ન ગાવા વિશે | ...૨૦ |
| ૧૭ | સંપ વિશે... | ...૨૧ |
| ૧૮ | કેફના અવગુણ વિશે | ...૨૨ |
| ૧૯ | કેફીના સ્ત્રીને પસ્તાવા વિશે | ...૨૩ |
| ૨૦ | કેફીના ઘરનો હેવાલ.. | ...૨૫ |
| ૨૧ | સજ્જનોએ કેફ કરવાનો વિચાર ન કરવો | ...૨૬ |

૨૨ કેફના અવગુણ વિશે... ... ...૨૬
૨૩ કળીકાળમાં કેફીને એનવાણી...... ......૨૮
૨૪ કેફીની ખુઈરીના મહીના... ... ...૨૯
૨૫ કેફીના અવગુણ વિશે... ... ...૩૨
૨૬ સારા માણસે કેફીની સંગત ન કરવી...... ૩૪
૨૭ ભરથાર વશ કરવા વિશે... ... ...૩૬
૨૮ જ્યારે રામચંદ્રજી તથા લક્ષ્મણ વનમાં જવા ત્યારે સીતાજીએ કહ્યું કે હુંપણ સાથે આવીશ તે સમે રામચંદ્રજીએ કહ્યું કે તમે પીયર જાઓ તે સમનું ખ્યાળ... ... ... ...૩૭
૨૯ સીતાજીના જવાબનું ખ્યાળ..................૩૯
૩૦ રામચંદ્રજીને સીતાજીના કાગળો.. ... ...૪૧
૩૧ સીતાજીના કાગળનું ખ્યાળ.. ... ...૪૩
૩૨ સુખેલી સ્ત્રી વિશે.................................૪૫
૩૩ વેહેમ તજવા વિશે................................૪૬
૩૪ ક્રોધ તજવા વિશે...................................૪૭
૩૫ જ્યારે સીતાજી પરણીને ઉઠ્યાં ત્યારે પોતાની બેહેન પણીઓને પોતાની હરખની જે કહી વાત તે વિશેનું ગીત .......................................૪૮
૩૬ રૂશાવું તોડવા વિશેની..............................૫૦
૩૭ ...પુરના રાણા વિશે..................................૫૨
૩૮ પ્રભાતીયું......................................૫૩